# આરોગ્યગ્રંથાવલિ

## વૅક્સિનેશન કે સૅનિટેશન?





નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલી રહેલી

# આરોગ્ય ગ્રંથાવલિ

સંચાલક



| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
| --- | --- | --- |
| ત્રણ રૂપિયા | સાડા ત્રણ રૂપિયા | શિ. ૭-રૂા. ચાર |


આરોગ્ય ગ્રંથાવલિ : પો. બો. નં. ૭૩ : અમદાવાદ

# વૅક્સિનેશન કે સૅનિટેશન ?

લેખક

રમણુલાલ એન્જિનીઅર

Resist the law. The state has no more right to enforce a surgical operation than a religious ceremony. —**John Stuart Mill**

(બળિયાની રસીના) કાયદાનો વિરોધ કરો. રાજ્યને જેમ એક ધાર્મિક વિધિ બળાત્કારે કરાવવાનો અધિકાર નથી, તેમ એક સર્જિકલ ઑપરેશન પણ બળાત્કારે કરાવવાનો હક્ક નથી.

—**જોન સ્ટુઅર્ટ મીલ**

ભારતી સાહિત્ય સંઘ

પાનકોરનાકા

**અમદાવાદ**

વર્ષ બીજું ] [ પુસ્તક ચોથું

# વૅક્સિનેશન કે સૅનિટેશન ?

આરોગ્ય શું છે એ જાણ્યા સિવાય આરોગ્ય મેળવવાના સાચા અને જૂઠા રસ્તાઓ વચ્ચેનો ભેદ નક્કી કરી શકાય નહિ. તંદુરસ્તીની સાદામાં સાદી વ્યાખ્યા આપવી હોય તો એમ કહી શકાય કે જે શરીર સશક્ત, શુદ્ધ અને સુવ્યવસ્થિત છે તે નીરોગી છે. બીજી બાજુ જે શરીરમાં અશક્તિ, અવ્યવસ્થા અને અશુદ્ધિ એકઠાં થયાં છે તે શરીર રોગી છે. નીરોગી શરીર રોગી બનવાનું કારણ આરોગ્યના નિયમોનો ભંગ છે.

શરીરનો એ ધર્મ છે કે એણે નીરોગી રહેવું. એટલા માટે શરીરમાં જ્યારે જ્યારે રોગ અથવા ગંદકી અમુક પ્રમાણમાં એકઠાં થાય છે ત્યારે ત્યારે શરીર એ ગંદકીને બહાર ફેંકી દઈ નીરોગી બનવાનો પ્રયત્ન કરે છે. આ ગંદકી ટાઈફોઈડ, ન્યુમોનિયા, શીતળા. મેનિન્જાઈટીસ, ઇન્ફ્લુએન્ઝા વગેરે માંદગીઓને જન્મ આપે છે. એટલે દરેક પ્રકારની માંદગીના મૂળમાં શરીરમાં એકઠો થયેલો મળસંચય એ જ મુખ્ય કારણ છે, અને દરેક જાતની માંદગી એ એક શરીરસફાઈની ક્રિયા છે.

શરીરની અંદરની ગંદકી રોગને જન્મ આપે છે અને શરીર બહારની અને આજુબાજુની ગંદકી રોગને ફેલાવે છે. આ દૃષ્ટિબિંદુ સાચું છે એમ સ્વીકારીએ તો જણાશે કે રોગનો સામનો કરવાનો સાચો માર્ગ

એક જ છે અને તે સ્વચ્છતાનો. સ્વચ્છતા ત્રણ પ્રકારની હોવી જોઈએ— અંદરની, બહારની અને આજુબાજુની. અંદરની સ્વચ્છતા એટલે નિયમિત કસરત અને યોગ્ય ખોરાકથી બનેલું શુદ્ધ લોહી, બાહ્ય સ્વચ્છતા એટલે નિયમિત સ્નાન, સૂર્યપ્રકાશ અને હવાના ઉપયોગથી સજીવ રહેતી અને નિરંતર મળત્યાગનું કરતી ત્વચા. અને આજુબાજુની સ્વચ્છતા એટલે સારું સેનિટેશન—હવાપ્રકાશ.

બીજા ઉગ્ર રોગોની પેઠે બળિયા એ પણ અંદરની અશુદ્ધિનો બાહ્ય આવિર્ભાવ છે. બળિયાના રોગચાળાઓ જ્યાં ગંદા લોકો હોય અને નગરસ્વચ્છતાનો અભાવ હોય ત્યાં જ વધુમાં વધુ પ્રમાણમાં જોવાના મળે છે. આ રોગ અટકાવવામાં, મટાડવામાં, અને એનો ફેલાવો અટકાવવામાં સ્વચ્છ રહેણીકરણી એ જ એક માત્ર વિશ્વાસપાત્ર ઉપાય છે.

સમાજમાં એક એવો વર્ગ છે કે જે રોગ અને આરોગ્યના બધા પ્રશ્નો વિષે બધું જ જ્ઞાન ધરાવતો હોવાનો દાવો કરે છે. એ વર્ગ ઉપલા વિચારો સ્વીકારવાની ના પાડે છે. એમનો ખ્યાલ એવો છે કે ગંદકીથી રોગ અટકાવી શકાય છે અને એને મટાડવાનો એક માત્ર વિશ્વાસપાત્ર ઉપાય વધુ ગંદકી એ છે. મોટા ભાગના લોકો સ્વતંત્ર વિચાર કરવા ઇચ્છતા નથી હોતા પણ ટોળાની ભેગા ભળવા માગે છે. તેઓ ઉપરના વર્ગના લોકોને અનુસરે છે. આ પ્રકારના વિચાર ધરાવતો વર્ગ મોટા ભાગના ઍલોપથીક દાક્તરોનો છે.

## બળિયાના રોગ વિષે કેટલીક જૂની માન્યતાઓ

આપણા દેશમાં અતિ પ્રાચીન કાળથી આ રોગ એક ભયંકર રોગ તરીકે જાણીતો છે. એ ઉત્પન્ન થવાનું કારણ બળિયાકાકા નામના દેવનો કોપ હોવાનો માનવામાં આવતું. શીતળામાતાને પણ

આ રોગને માટે જવાબદાર ગણવામાં આવે છે. જો કે આ દેવીની હકૂમત બળિયાકાકા કરતાં બહોળી છે. ઓરી, અછબડા અને બળિયા એ ત્રણે રોગો આ દેવી નારાજ હોય તો જ થઈ શકે છે. આ દેવીને પ્રસન્ન કરવા માટે વરસમાં એના નામનો એક દિવસ–શીતળા સપ્તમી–એને માટે ઊજવવાનું નક્કી થયું છે અને તે દિવસે ટાઢા રોટલા ખાવાથી દેવીનો કોપ પણ ટાઢો પડી જાય છે એવી સર્વજ્ઞ બ્રાહ્મણોએ આપણા પૂર્વજોને ખાતરી આપી હતી. સેંકડો વર્ષ સુધી ટાઢા રોટલા ખાવા છતાં દેવીનો કોપ શમ્યો નથી તેમ જ દેવીભક્તોની અંધશ્રદ્ધા ઘટી નથી.

આ રોગમાં કોઈ પણ જાતની દવા કરવામાં આવતી નથી. તેમ જ માંદા માણસને કોઈ જોવા જતું નથી. કારણ કે જોવા જવાથી દેવીને ભૂંડું પડે. બળિયા મટયા પછી દર્દીને દેવી આગળ પગે લગાડવા લઈ જાય છે.

આ અને આવી બીજી જૂની માન્યતાઓમાંથી વહેમનું તત્ત્વ કાઢી નાખીએ તો પ્રાચીનોને આ રોગ વિષે નીચે મુજબ જ્ઞાન હતું એમ માલમ પડે છે :–

(૧) શીતળા એ એક ભયંકર રોગ છે.

(૨) એના કારણનો એમને કશો જ ખ્યાલ નહોતો.

(૩) આ રોગમાં દવા કરવાથી ફાયદાને બદલે નુકસાન વધારે થાય છે.

(૪) આ રોગ ચેપી છે, માટે દરદી સાથે કુટુંબનાં માણસો સિવાય બીજા કોઈએ હળવુંમળવું નહિ.

(૫) માનતા વગેરે રાખવાથી ઘરમાં શ્રદ્ધા, શાંતિ અને ધીરજનું વાતાવરણ ફેલાય છે જેની દરદી ઉપર પણ શુભ અસર થાય છે.

આ ઉપરાંત શીતળા એ શરીરશુદ્ધિની–શરીરમાંથી 'ગરમી' બહાર નીકળી જવાની–ક્રિયા છે, એવો અસ્પષ્ટ ખ્યાલ જૂના જમાનામાં હિંદુ, અરબ અને ગ્રીક વૈદોને હતો.

## બીજા દેશોની માન્યતાઓ

આપણી માન્યતાઓને મળતી જ માન્યતાઓ દુનિયાના બીજા દેશોમાં પણ હતી. જૂના કાળમાં હિંદુસ્તાનની પેઠે ચીન તુર્કસ્તાન અને બીજા દેશોમાં બળિયાને મટાડવા માટે જાતજાતના જંગલી ઉપાયો પ્રચલિત હતા, એમાંનો એક ઉપાય એવો હતો કે જે બાળકને બળિયા થયા હોય એનાં કપડાં નીરોગી બાળકને પહેરાવવાં જેથી નીરોગી બાળકને રોગ ન થાય !

આ જંગલી વહેમની વખત જતાં બીજી આવૃત્તિ થઈ; એમાં જે બાળકને બળિયા નીકળ્યા હોય તે બાળકના ફોલ્લામાંથી પરુ કાઢીને નીરોગી બાળકને ટોચવામાં આવતું. અને એવી આશા રાખવામાં આવતી કે રોગી બાળકની ગંદકી નીરોગી બાળકના શરીરમાં ઘુસાડવાથી એ સદાય સાજું રહેશે. અને એને કદી બળિયા નહિ થાય. આ વહેમ અઢારમી સદી સુધી ચાલ્યો, અને તે ઇનોક્યુલેશન (Inoculation) ને નામે ઓળખાતો.

ઓગણીસમી સદીમાં આ પ્રાચીન વહેમે ત્રીજો અવતાર ધારણ કર્યો અને તે વૅક્સિનેશનને નામે ઓળખાયો. વૅક્સિનેશનનો સાદો અર્થ એ છે કે રોગી વાછરડાનાં સડેલાં પાચપરુ નીરોગી બાળકને ટોચવાં, જેથી એને કદી બળિયા થાય નહિ. જૂના બે વહેમોને ધર્મનો ટેકો હતો, ત્રીજા વહેમને વિજ્ઞાને ટેકો આપ્યો.

## ઇંગ્લાંડમાં વૅક્સિનેશન

ઈનોક્યુલેશનની પ્રથા ઇંગ્લેંડમાં ઈ. સ. ૧૭૨૧માં લેડી મોન્ટેગ્યુએ

દાખલ કરાવી. એણે પોતાના નાના પુત્રને ઈ. સ. ૧૭૧૭માં તુર્કસ્તાનની રસી મુકાવી હતી. ત્યાર પછી વિલાયતમાં આ પ્રથા ખૂબ જ લોકપ્રિય થઈ. ત્યાંના દાક્તરોએ પોતાની પ્રૅક્ટિસના એક અંગ તરીકે આ ગંદી પ્રથાને ખૂબ ઉત્સાહભેર વધાવી લીધી. બરાબર એક સદી સુધી આ ઉપચારનો પ્રચાર રહ્યો. આ ઉપચારને લઈને એ દેશમાં બળિયાનું જોર એટલું બધું વધી ગયું કે અનેક વિચારવંત માણસોએ એની સામે પોકાર ઉઠાવ્યો. છેવટે બળિયાનો ફેલાવો અટકાવવા માટે બ્રિટિશ પાર્લામેન્ટે ઈ. સ. ૧૮૪૦માં એક કાયદો પસાર કર્યો જેનાથી એક બાળકની રસીનું બીજા બાળકને ઇન્જેકશન આપવું એ ગુનો ઠરાવવામાં આવ્યો.

એ જમાનામાં શરીરશાસ્ત્ર તેમ જ રોગશાસ્ત્ર વિષે તબીબી ધંધાનું અજ્ઞાન ન માની શકાય એટલું ગાઢ હતું. એવે વખતે જેનર નામનો એક હજામ જે સાથે સાથે એક સામાન્ય દાકતર પણ હતો એણે એક નવો તુક્કો ઊભો કર્યો. એક વખત એણે પોતાની દૂધવાળીને પૂછ્યું કે તને બળિયાના રોગચાળાનો ડર નથી? એણે સામેથી જવાબ આપ્યો કે, ના, જેને એક વખત ગોશીતળા (Cowpox) નીકળી જાય છે, તેને બીજી વખત બળિયા નીકળતા નથી. એની ગાયના આંચળ ઉપર ફોલ્લા ઊઠયા હતા.

બસ! આટલા પુરાવા ઉપરથી જેનરને ખાતરી થઈ ગઈ કે ગોશીતળા શીતળા સામે રક્ષણ આપે છે. દૂધવાળીની ગાયના આંચળે ફોલ્લા ઊઠવાનું કારણ એ હતું કે એ છોકરી સિફિલિસથી પીડાતી હતી. પણ જેનરે તો ન શોધખોળ કરી, ન વિચાર કર્યો, કે ન તો પૂરતી તપાસ કરી અને દુનિયા આગળ પોતાની મહાન શોધ (?) રજૂ કરી દીધી! એના ધંધાબંધુઓ જેઓ એના કરતાં પણ વિશેષ અજ્ઞાન હતા તેમણે ખૂબ ઉમંગભેર આ શોધ વધાવી લીધી

અને મફત પ્રચારકાર્યથી એનો દુનિયામાં ફેલાવો કર્યો. મનુષ્યજાતિના મહાન તારણહારોમાં જેનરની પણ ગણતરી થવા માંડી.

## જેનરની શોધનો (?) સાર

જેનરે શોધેલી બળિયાની રસી વિષે અસંખ્ય પાંડિત્યપૂર્ણ અને અગમ્ય ગ્રંથો લખાયા છે. એમાં ગૂઢ ભાષામાં એવી તો ભેદી વાતો લખવામાં આવી છે, કે જેમાં મોટા મોટા જેનરવાદીઓને પણ કશી જ સમજણ પડતી નથી.

આ પુસ્તકનો ઉદ્દેશ વાંચકને ભરમાવવાનો નથી. પણ એણે ન જાણેલી એવી અનેક સત્ય હકીકતો એની આગળ રજૂ કરવાનો છે. એટલા માટે જેનર અને એના ચેલાઓ શું કહેવા માગે છે તે વાંચક આગળ સૌથી પહેલાં અમે સાદી ભાષામાં સરળ રીતે રજૂ કરીએ છીએ.

(૧) દરેક માણસને એની જિંદગીમાં એક વાર શીતળા અવશ્ય થાય છે જ.

(૨) એ થવાથી આ વિનાશક રોગ સામે શરીરનો બચાવ કરવા શરીર અમુક પ્રકારના સંરક્ષક તત્ત્વો ઉત્પન્ન કરે છે.

(૩) આ તત્ત્વો ભવિષ્યમાં શીતળાના રોગ સામે ટક્કર લઈ શરીરને રોગમુક્ત રાખે છે એને લઈને એક વાર શીતળા થઈ ગયા પછી બીજી વાર થતી નથી.

(૪) શીતળાની રસી લેવાથી કૃત્રિમ રીતે નાના પાયા ઉપર આ રોગ થાય છે પરિણામે એનાં વિરોધી તત્ત્વો શરીરમાં ઉત્પન્ન થાય છે. અને ભવિષ્યના શીતળાના હુમલાઓ સામે કાયમી રક્ષણ મળે છે.

(૫) જિંદગીમાં એકવાર બળિયાની રસી મુકાવી દેવાથી માણસ આખી જિંદગી માટે નિર્ભય બની જાય છે.

(૬) છેલ્લા સવાસો વર્ષના અનુભવથી એ નિર્વિવાદ રીતે સાબિત થયું છે કે બળિયાનો રોગ અટકાવવાનો સર્વોત્તમ રસ્તો બાળકને બળિયાની રસી મુકાવવી એ છે. જર્મનીની અંદર ફરજિયાત વેકસીનેશન કરવાથી બળિયાનો રોગ મૂળ મૂકીને નાઠો છે. જેનરે બળિયાની રસી શોધ્યા પછી આખી દુનિયામાંથી બળિયાનો રોગ અને બળિયાનું મરણપ્રમાણ અતિશય ઘટી ગયાં છે એ હકીકત વિદ્વાન દાક્તરોએ વિગતવાર આંકડાઓથી સિદ્ધ કરી છે.

(૭) શીતળાની રસી મુકાવવાની ક્રિયા એ એક સંપૂર્ણ વૈજ્ઞાનિક પદ્ધતિ છે એમ એના આંકડાઓ ઉપર નજર નાંખતાં સ્પષ્ટ સમજાય છે.

(૮) આ રસી મૂકવામાં બેદરકારી રાખવાથી શીતળા થાય છે.

(૯) જ્યારે જ્યારે આ રોગ ફેલાય છે ત્યારે ત્યારે સ્વચ્છ રહેણીકરણીવાળા કે તંદુરસ્ત માણસો પણ એનાથી બચી શકતા નથી.

(૧૦) શીતળાથી થતું બાળમરણ અટકવું જોઈએ. કારણ કે એ અજ્ઞાન અને આળસનું પરિણામ છે. અને એ. અટકાવવાનો સૌથી સારો ઉપાય રસી કઢાવવી એ છે.

(૧૧) વીમો ઊતરાવવામાં જો કાંઈ ડહાપણ હોય તો અને તેટલું જ શીતળા કઢાવવામાં ડહાપણ છે.

(૧૨) શીતળા કઢાવેલા હોય અને ફરીથી જે રડયાખડયા પ્રસંગોમાં શીતળા નીકળે છે ત્યારે દાણા છૂટાછવાયા હોય છે અને તે પછી પણ એ રોગ પ્રાણઘાતક થવાનો ભય નહિ જેવો જ છે.

(૧૩) આ રોગનું મરણપ્રમાણ ઘણું મોટું છે. તેમજ તેને મટાડવાનો કોઈ રામબાણ ઉપાય હજી હાથ લાગ્યો નથી. એટલા માટે

એને અટકાવવો એ જ સૌથી વધુ ડહાપણ ભરેલો રસ્તો છે. અને તે અટકાવવાનો રસી સિવાય બીજો કોઈ વિશ્વાસપાત્ર ઉપાય નથી.

(૧૪) યુરોપ અમેરિકામાં કેટલાક અજ્ઞાન અર્ધદગ્ધ અને ઝનૂની બિનદાક્તરોએ અમુક મંડળો સ્થાપ્યાં છે. આ લોકો ખાઈપીને બળિયાની રસીની વિરુદ્ધ પડયા છે, પણ એમનો ઉદ્દેશ કેવળ પોતાના વિચારોનો પ્રચાર કરવાનો છે. આવા લોકોના પ્રચાકાર્યથી ચેતવું જોઈએ. કારણ કે તેઓ પ્રજાને ઈરાદાપૂર્વક ઊંધે રસ્તે દોરવી રહ્યા છે. આવા લોકો સમાજના શત્રુઓ છે.

આ ચૌદ મુદ્દામાં આખો જેનરવાદ સમાઈ જાય છે. હવે આપણે એક પછી એક મુદ્દાઓ લઈએ અને તેમાં કેટલું સત્ય છે તે તપાસીએ.

## જેનરવાદની પહેલી માન્યતા

જેનરવાદની પહેલી માન્યતા એ છે કે દરેક માણસને એની જિંદગીમાં શીતળા એકવાર થાય છે જ. આ માન્યતા ખોટી છે એટલું સિદ્ધ કરવા માટે બહુ પોથાં થોથાં ઉથલાવવાની જરૂર નથી. આપણી ચારે બાજુ ઓળખીતા પાળખીતા અને સગાંવહાલાંઓમાં નજર નાખવાથી એ જણાઈ આવશે કે એવા અનેક માણસો હોય છે કે જેમણે શીતળાની રસી કઢાવી ના હોય છતાંય એમને શીતળા ન થઈ હોય. ઑસ્ટ્રેલિયા એ એક એવો મોટો ખંડ છે કે જ્યાં કોઈ બાળકને બળિયાની રસી મૂકવામાં આવતી નથી, છતાંય ત્યાં બળિયા પણ બિલકુલ જોવામાં આવતા નથી. લાખો બાળકોને બળિયાની રસી મુકાતી નથી, એટલે બળિયા સામેનું કહેવાતું રક્ષણ એમને મળતું નથી, છતાંય એમને બળિયા થતા નથી જે સિદ્ધ કરે છે કે દરેક માણસને એની જિંદગીમાં એક વાર શીતળા અવશ્ય થાય છે એ એક વૈજ્ઞાનિક માન્યતા નથી, પણ અજ્ઞાનમૂલક ભ્રમ છે.

२१७३०



ગાયના દેહમાંથી શીતળાની રસી કેમ કઢાય છે.



તંદુરસ્ત માબાપનાં તંદુરસ્ત બાળકોમાંનું એક—શીતળા કઢાવ્યા પછી સાતમે દિવસે.

## જેનરવાદની બીજી અને ત્રીજી માન્યતાઓ

આ રોગનો હુમલો થવાથી શરીર એનાથી ટેવાઈ આ વ્યાધિ બીજીવાર થતો નથી એ પણ ઉપરના જેવી જ પાયા વિનાની ધારણાઓ છે. આ રોગ બે કે વધુ વખત થયો હોય એવા અનેક દાખલાઓ વૈદકના ઈતિહાસમાં નોંધાયા છે. આ રોગ એકલાં બાળકોને નથી થતો પણ બાળક, જુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ અને દરેક જાત અને કોમને આ વ્યાધિ થાય છે. જે કારણોને લઈને અને જે સંજોગોમાં આ રોગ થયો હોય એ જ કારણોને સંજોગો જો ફરીથી ઉપસ્થિત થાય તો આ વ્યાધિ પણ અવશ્ય ફરીથી થાય.

ફ્રાન્સનો રાજા લુઈ પંદરમો બીજી વાર નીકળેલી શીતળાને લીધે મરી ગયો હતો. ડૉ. ચાર્લ્સ ક્રેઇધટન એમ. એ. એમ. ડી. જે લંડનનો પ્રખ્યાત રોગશાસ્ત્રી (Pathologist) અને રોગવાવરશાસ્ત્રી (epidemiologist) હતો, તેમજ તેના જમાનાનો શીતળા અને વેકિસનેશનને લગતા પ્રશ્નોનો આખાયે જગતનો એક પ્રખર પંડિત હતો, એ જણાવે છે કે : 'An attack of small-pox does not confer immunity and small-pox after small-pox is not uncommon' અર્થાત, 'બળિયાના હુમલાથી શરીરમાં વ્યાધિનિરોધક શક્તિ ઉત્પન્ન થતી નથી, અને બળિયા પછી બળિયા નીકળે એ બનાવ અસામાન્ય નથી.'

વળી ડૉ. ક્રુક શેન્ક જે આ વિષયનો બીજો મહાન નિષ્ણાત છે એ કહે છે કે : "Small-pox after small-pox is very common." અર્થાત્, બળિયા થઈ ગયા પછી બળિયા નીકળવા એ બહુ સામાન્ય બનાવ છે.

ડૉ. એ વોગ્ટે* આ વિષય ઉપર એક પુસ્તક લખ્યું છે, એના પહેલા પ્રકરણનું મથાળું નીચે મુજબ છે :

"A previous attack of small-pox does not confer immunity" અર્થાત્ બળિયાનો પહેલો હુમલો બીજા હુમલાઓથી મુક્તિ આપતો નથી. બળિયાની રસીમાં અનહદ શ્રદ્ધા ધરાવતો દવાવાદી વિદ્વાન સર વિલિયમ ઑસ્લર એમ. ડી. પણ કબૂલ કરે છે કે આ રોગ એક કરતાં વધુ વખત થવાનો સંભવ છે.

અમે આટલા જ અભિપ્રાયો ટાંકીને અટકી જઈએ છીએ. એક કરતાં વધુ વખત બળિયા નીકળે છે, એ બાબત વિષે જેમને વધુ ખાતરી જોઈતી હોય તેમને માટે વધુ ઊંડા ઊતરવા આ દિશામાં પ્રમાણભૂત આંકડાઓવાળું વિપુલ સાહિત્ય પડયું છે.

## જેનરવાદનો ચોથો મુદ્દો

બળિયાની રસીથી બળિયા થાય છે, એ હકીકત તો ખુદ જેનરવાદીઓ કબૂલ કરી રહ્યા છે! પણ તેઓ એમ કહે છે કે નાનો હુમલો થાય છે.

બળિયાની રસી અનેક વખત બળિયાનો મોટો હુમલો લાવે છે, એટલું જ નહિ પણ આ રસીથી બળિયા ઉપરાંત બીજા અનેક રોગો થાય છે, એમ અમે કહીએ છીએ.

હવે આ રસીથી રક્ષણ મળવાની વાતમાં કેટલું વજૂદ છે એ જોઈએ. આપણે આગળ જોઈ ગયા તેમ ખુદ **સાચા** બળિયા પણ જો બીજા હુમલા સામે રક્ષણ આપી શકતા નથી તો પછી **બનાવટી**

* Dr. A. Vogt, Professor of Hygiene and Sanitanary statistics, in his famous Essay on Vaccination.

બળિયા તો ક્યાંથી જ રક્ષણ આપી શકે ? મોટો હુમલો પણ માણસને સામર્થ્ય બક્ષી શકતો નથી, તો પછી બિચારા નાના હુમલાનું ગજું જ શું ?

એટલે એક બાજુ જ્યારે બળિયાની રસી બળિયા સામે રક્ષણ આપવાનું શુભ કાર્ય કરતી નથી પણ બીજી બાજુ જે રોગથી બચાવવાનો તે દાવો કરે છે તે જ ભૂંડો રોગ તે **ઉત્પન્ન કરે છે.**

થોડાક દાખલાઓ જોઈએ.

અમેરિકામાં બોસ્ટન શહેરમાં ઈ. સ. ૧૮૭૨ અને ૧૮૭૩માં બળિયાનો એક ભયંકર રોગચાળો ચાલ્યો હતો. બૉસ્ટનના રહેવાસીઓ કહેતા કે એમણે એમની ઉંમરમાં કદી આવો ભયંકર રોગચાળો જોયો ન હતો. ઈ. સ. ૧૭૨૧ના રોગચાળા કરતાં પણ આ રોગચાળો વધુ ઝેરી અને વધુ ચેપી હતો. બૉસ્ટન જેવો જ યુરોપ અમેરિકાના દરેક શહેરને અનુભવ થયો.

અને આ અનુભવ ક્યારે થયો ? **અઢાર વર્ષ સુધી ફરજિયાત રસી મુકાવ્યા પછી.** બૉસ્ટનના રોગચાળામાં ૩૧૮૭ માણસોને બળિયા થયા એમાંથી ૧૦૪૫ મરી ગયા. જેમને બળિયા થયા તેમાંથી **આશરે ૯૦ ટકાએ બળિયાની રસી મુકાવી હતી.** એમણે રસીનુ ઝાડ વાવ્યું, અને રોગચાળાનું ફળ ચાખ્યું.

મૉન્ટ્રીયલ નામના ગામમાં એપ્રીલ ૧૮૮૦થી જાન્યુઆરી ૧૮૮૬ સુધીમાં ૧૪૦૦ માણસો બળિયાથી મરી ગયા. દરેક મરનાર દર્દીએ બળિયાથી બચવા માટે બળિયાની રસી મુકાવી હતી.

ઈંગ્લેંડ અને વેલ્સની અંદર બળિયાની રસી **ફરજિયાત** કર્યા પછી, પહેલા દસ વર્ષમાં ૩૩,૦૦૦ ઉપરાંત માણસો બળિયાથી મરી ગયા. બીજા દસકામાં ૭૦,૦૦૦ ઉપરાંત માણસો બળિયાથી મરી ગયા.

આવા અનેક દાખલાઓ જોયા પછી પ્રશ્ન એ થાય છે કે બળિયાની રસી બળિયાને **અટકાવે** છે કે **ઉત્પન્ન** કરે છે?

સિદ્ધાંત જો સાચો હોય તો એણે દરેક જગ્યાએ અને દરેક રીતે સરખાં પરિણામો બતાવવાં જોઈએ. હવે વૅક્સિનેશનનો. સિદ્ધાંત એમ શીખવે છે કે એક મોટો રોગ ટાળવા માટે નાનો રોગ શરીરમાં બનાવટી રીતે ઘાલવો. આ સિદ્ધાંત જો સાચો હોય તો માણસે દરેક રોગથી બચવા માટે રોગની રસી લેવી જોઈએ અને જે માણસ હજારો રોગો અટકાવવાની હજારો રસીઓ લે તે જ નીરોગી રહી શકે!!

આજ વિચારસરણી જો નૈતિક ખામીઓને લાગુ પાડીએ તો એમ માલમ પડે કે દરેક વ્યક્તિએ મોટા ગુના અટકાવવા માટે નાના ગુનાઓ કરવા જોઈએ કારણ કે જેમ મોટા રોગનો અટકાવ નાનો રોગ તેમ મોટા ગુનાનો અટકાવ નાનો ગુનો! એક છોકરો બૅન્કો ન ફાડે એટલા સારુ એને ખિસ્સાં કાતરવા દેવાં જોઈએ. ખૂન ન કરે એટલા માટે મારામારી કરવા દેવી જોઈએ. જૂઠું ન બોલે એટલા માટે ગોળગોળ બોલવું જોઈએ, વગેરે. અને આજ પ્રકારની તાલીમ આદર્શ તાલીમ ગણાવી જોઈએ.

નૈતિક બાબતમાં આ સિદ્ધાંત જેટલો હાસ્યાસ્પદ લાગે છે તેટલો જ હાસ્યાસ્પદ વેકિસનેશનનો સિદ્ધાંત શારીરિક બાબતમાં છે.

## રસી રક્ષણ આપતી નથી

જેનરે જાહેર કર્યું કે જે માણસ એની જિંદગીમાં એક વાર બળિયાની રસી મુકાવશે તે આખો જન્મારો રોગમુક્ત રહેશે. અને આ જાહેરાત ઉપર તેમ જ ત્યાર પછી થયેલા વ્યવસ્થિત પ્રચારકાર્યને લીધે બ્રિટિશ પાર્લામેન્ટે ફરજિયાત રસી મુકાવવાનો કાયદો પસાર કર્યો.

પણ જેનરની જિંદગીમાં જ આ વિધાન એક હડહડતું જૂઠાણું છે એમ સાબિત થઈ ગયું.

ઑન. રૉબર્ટસન ગ્રોસવેનોરને જેનરે બળિયાની રસી મૂકી અને જાહેર કર્યું કે હવે તમને આખી જિંદગીમાં કદી બળિયા નહિ થાય. આ રીતે જાહેર કર્યા પછી ૧૦ વર્ષ પછી એ નામદારને બળિયા નીકળ્યા અને તેઓ તે જ રોગથી ગુજરી ગયા. આવા અસંખ્ય દાખલાઓ નજરે પડ્યા છતાં અંધશ્રદ્ધાળુ દવાવાદીઓની એમના મેલા ઈલમમાંથી આસ્થા ઊઠી નહિ. એમણે માત્ર સિદ્ધાંત બદલ્યો. એમણે એમ જાહેર કર્યું કે માણસે બળિયાથી બચવા માટે દર ૩૦ વર્ષે બળિયાની રસી મુકાવવી. થોડા જ વખતમાં એ એક હડહડતું જૂઠાણું પુરવાર થયું. પછી ૩૦ નાં ૨૦, ૨૦નાં ૧૦ અને છેવટે ૧૦નાં ૭, ૩, ૨, અને ૧ એમ વર્ષ થતાં ગયાં હવે એમ કહેવામાં આવે છે કે આ રસી ફક્ત છ મહિના સુધી જ સારું રક્ષણ આપે છે. આવતી કાલે જો 'વિજ્ઞાનની (?) છેલ્લામાં છેલ્લી શોધ' એમ જાહેર કરે કે બળિયાથી બચવા માટે દરેક માણસે દિવસમાં બબ્બે ઈન્જેકશનો લેવાની જરૂર છે તો પણ આપણે આશ્ચર્ય પામવાની જરૂર નથી. જે સિદ્ધાંતો છાશવારે બદલાતા હોય તે સિદ્ધાંતોમાં કેટલું સત્ય હોઈ શકે, તેનો ખ્યાલ દરેક વિચારશીલ વ્યક્તિએ કરી લેવો.

## વ્યવસ્થિત જૂઠાણાં : આંકડાઓની ઇંદ્રજાળ

જેનરવાદનો છઠ્ઠો મુદ્દો પણ ઉપરના પાંચ મુદ્દાઓ જેટલો જ પોકળ છે. જેનરની આ રસી શોધાયા પછી આખી દુનિયામાંથી બળિયાનો રોગ નાબૂદ થયો નથી એ માત્ર થોડા દેશોમાંથી જ નાબૂદ થયો છે. અને તેનાં કારણો નીચે મુજબ છે.

(૧) બળિયાની રસી પહેલાં સીધે સીધાં ઈનોક્યુલેશનની ભયંકર

પદ્ધતિ અસ્તિત્વ ધરાવતી હતી. આ પદ્ધતિ ન બૂદ થઈ એટલે સ્વભાવિક રીતે જ બળિયાનો ફેલાવો ઘટયો.

(૨) છેલ્લાં ૧૦૦ વર્ષમાં સુધરેલા દેશોમાં સેનિટેશન ખૂબ સુધર્યું. જેમ જેમ સેનિટેશન સુધરતું ચાલ્યું તેમ તેમ રોગચાળા ઘટતા ચાલ્યા. બળિયાનો રોગ પણ ગંદી પરિસ્થિતિમાં વધી શકે છે અને સ્વચ્છતા વધતાં જ આપોઆપ દૂર થાય છે.

જો રસીના ઉપાસકોની એ દલીલ સાચી હોય કે આ રસીથી રોગ અટકે છે અને રસીના અભાવથી રોગ ફાટી નીકળે છે તો પછી જે જે દેશોમાં ફરજિયાત વેક્સિનેશન છે તે તે દેશોમાંથી બળિયા નાબૂદ થઈ ગયા હોવા જોઈએ. જ્યારે બીજી બાજુ જે દેશોમાં ફરજિયાત વેક્સિનેશન નથી તે દેશોમાં અવારનવાર આ રોગના રોગ-ચાળાઓ ફાટી નીકળતા હોવા જોઈએ. ખરી રીતે તો પરિસ્થિતિ સાવ ઊંધી છે!

ઑસ્ટ્રેલિયા, ઇંગ્લેંડ, સ્વિઝર્લેંડ અને હોલેંડમાં ફરજિયાત વેક્સિ-નેશન નથી અને આ દેશોમાં બળિયાથી થતું મરણપ્રમાણ પણ ઓછામાં ઓછું છે. જ્યારે જાપાન, ફિલિપાઈન્સ, પોર્ટુંગલ, ઈટાલી અને હિંદુસ્તાનમાં ફરજિયાત વેક્સિનેશન છે અને આ જ દેશોમાં બળિ-યાથી વધુમાં વધુ મરણો થાય છે.

હવે આ બધા દેશોમાંથી એક જાપાનનો દાખલો લઈએ.

બધા પૌર્વાત્ય દેશોમાં જાપાન પશ્ચિમના સુધારાઓ અને કુધારા-ઓની નકલ કરવામાં અગ્રેસર છે. આ દેશની અંદર દરેક માણસને વારંવાર રસી મૂકવાની જેટલી કાળજી લેવામાં આવે છે તેટલી કાળજી દુનિયાના બહુ જ ઓછા દેશોમાં લેવાતી હશે. હવે આવી રીતે વારં-વાર રસી મૂકવાથી આખી પ્રજાને શું ફાયદાઓ થયા તે જુઓ.

ઈ. સ. ૧૮૮૬ થી ૧૮૯૨ની અંદર જેમણે રસી મુકાવી હતી તેવા લોકોમાંથી ૧,૫૬,૧૭૫ માણસોને બળિયા થયા અને એમાંથી ૩૮૯૭૯ દર્દીઓ મરી ગયા. ત્યારપછી ઈ. સ. ૧૮૯૨ થી ૧૮૯૭ સુધીમાં પાંચ વર્ષમાં ૧,૪૨,૦૩૨ દર્દીઓને બળિયા થયા જેમાંથી ૩૯૫૩૫ મરી ગયા. આમાંના એક જ વર્ષમાં એટલે કે ઈ. સ. ૧૮૯૩ માં ૪૧૮૯૮ બળિયાના કેસ નોંધાયા જેમાંથી ૧૧૮૫૨ એ રોગથી મુઆ.

આ અને આ ઉપરાંત બીજા અનેક આંકડાઓ જાપાનની સરકારના સરકારી રિપોર્ટમાંથી મળી આવે છે, જે એમ બતાવે છે કે એ દેશના રાજ્યકર્તાઓની અને દાક્તરોની રસી વારંવાર મૂકવાની કાળજી છતાં એ દેશમાં લાખો લોકોને બળિયા થાય છે અને હજારો લોકો એ રોગથી મરે છે.

તો પછી જેનરવાદીઓ પોતાના સિદ્ધાંતના સમર્થનમાં જે આંકડાઓ બતાવે છે તેનો ખુલાસો શું છે?

તેનો ખુલાસો એ છે કે તેમના આંકડામાંથી બહુ ઓછા આંકડાઓ વિશ્વાસપાત્ર હોય છે. મોટા ભાગના આંકડાઓ કેવળ બનાવટી હોય છે. જ્યાં એ આંકડાઓ સાચા હોય છે ત્યાં જો જરા ઊંડા ઊતરીને તપાસ કરીએ તો માલમ પડી આવશે કે તે જગ્યાએ બળિયાનો રોગ ઘટવાનું કારણ લોકોની રહેણીકરણીમાં આવેલી સ્વચ્છતા, અને શહેરસફાઈમાં રાખવામાં આવતી કાળજી એ જ મુખ્યત્વે જવાબદાર છે. બીજી બાજુ આજ સુધીમાં અનેકવાર આ રસીના હિમાયતીઓના જૂઠા આંકડાઓ પકડવામાં આવ્યા છે છતાં ય તેઓ એક સરખી નફટાઈથી દર સાલ નવા ગપગોળાઓ ઉડાવે છે. ઇંગ્લેંડનો એક માજી વડો પ્રધાન ગ્લેડસ્ટન જે બળિયાની રસીનો હિમાયતી હતો અને ત્યારપછીથી આ વિષયનો વધારે ઊંડો અભ્યાસ કરતાં એને જૂઠા આંકડાઓની પોલ

માલમ પડી આવતાં એ આ રસીનો કટ્ટર વિરોધી થયો. એ જેનરના ચેલાઓને વારંવાર કહેતો કે મહેરબાની કરીને તમે મારી પાસે પગ માથા વિનાના ગપગોળા ન લાવશો. તમે જો સાચી હકીકતોથી એમ પુરવાર કરી શકશો કે આ રસીથી બળિયા અટકે છે તો હું તમારું કહેવું માનવાને તૈયાર છું. પણ તેઓ તેની આવી સાદી માગણી પણ પૂરી પાડી શક્યા નથી. હવે પ્રશ્ન એ થશે કે દાક્તરોને આવા ગપગોળા ફેલાવવામાં શો સ્વાર્થ છે? એનાં ત્રણ કારણો છે.

(૧) બળિયાની રસી મુકાવવાની રૂઢિ એ એક પ્રતિષ્ઠિત રિવાજ છે. હવે જો એની વિરૂદ્ધની સાચી વિગતો પ્રચાર પામે તો તેનાથી દવાવાદની પ્રતિષ્ઠા પડી ભાંગે. વૈદકના ઇતિહાસ તરફ નજર નાંખતાં એ જણાઈ આવે છે કે મોટા ભાગના દાક્તરો પોતાના ધંધાની અને ઉપચારોની પ્રતિષ્ઠા ટકાવી રાખવા માટે ગમે તેવાં હડહડતાં જૂઠાણાં ફેલાવતાં સહેજ સંકોચ પામતા નથી.

(૨) આ રસીનાં ઇન્જેકશનો આપવાથી દાકતરોને દર સાલ લાખો રૂપિયાની કમાણી થાય છે. આ કમાણી ટકાવી રાખવા માટે તેઓ જૂનાં જૂઠાણાં તરતાં રાખે છે અને નવાં જૂઠાણાં તૈયાર કરે છે

(૩) રસી બનાવનાર કંપનીઓને રસીમાંથી કરોડો રૂપિયાની આવક છે. આ આવક ટકાવી રાખવા માટે તેઓ વ્યવસ્થિત પ્રચારકાર્ય ચલાવે છે અને ભાડૂતી લેખકો મારફતે પ્રજાને ભરમાવે છે. ઘણા મોટા મોટા દાકતરો આવી કંપનીઓમાં શેરહોલ્ડરો હોય છે.

થોડાક મહિનાઓ ઉપર બળિયાની રસી ફરજિયાત કરવા વિષે મુંબઈની કોરપરેશનમાં જે ચર્ચા ચાલી હતી તે વાંચીને કોઈ પણ જાણકારને રમૂજ ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. એક સદ્ગ્રહસ્થે જણાવ્યું હતું કે બળિયાની રસીના વીરોધીયો સમાજના શત્રુઓ છે. બીજાએ બાળકોની દયા ખાધી, ત્રીજાએ જર્મનીનો દાખલો ફેંકયો.

જર્મનીના છેલ્લા સો વર્ષના સરકારી આંકડાઓના અભ્યાસ પછી લેખકની ખાતરી થઈ ગઈ છે કે આ જર્મનીની પરીકથા એ પણ પણ એક વ્યવસ્થિત અને ઈરાદાપૂર્વકનું તબીબી જૂઠાણું છે. કમનસીબે આ દેશમાં અનેક ભોળા લોકો આ હકીકતને (?) એક પરમ સત્ય માની બેઠા છે.

દાક્તરો આ રસીની સફળતા સિદ્ધ કરવા માટે કેવાં જૂઠાણાંઓ ચલાવે છે તેના કેટલાક દાખલાઓ 'દર્દો, દવાઓ અને દાક્તરો'માં આપ્યા છે.

## સાતમા અને આઠમા મુદ્દાઓ

આ રસી મૂકવાની ક્રિયા એ એક વૈજ્ઞાનિક પદ્ધતિ છે, એમ સાબિત કરવાનું મોટામાં મોટું સાધન રસીવાદીઓ પાસે આંકડાઓ એ છે. પણ આપણે જોયું, કે એ આંકડાઓમાંના મોટા ભાગના આંકડાઓ સહેજ પણ વિશ્વાસપાત્ર નથી. એટલે બનાવટી આંકડાઓ ઉપર ઊભી થયેલી રસીવાદની આખી ઈમારત આપોઆપ પડી ભાંગે છે. આ રસી મૂકવામાં ગમે એટલી બેદરકારી રાખશો, તો પણ તમને બળિયા થવાના નથી.

## સ્વચ્છ રહેણીકરણી નિરર્થક નથી

જ્યારે જ્યારે આ રોગ ફેલાય છે ત્યારે ત્યારે સ્વચ્છ રહેણીકરણી-વાળા માણસો બચી શકતા નથી એ એક વળી વિશેષ દાકતરી ભ્રમ છે. કોઈ પણ રોગના રોગચાળા વખતે આપણે જોઈએ છીએ કે નીરોગી માણસો વધુમાં વધુ હોય છે, માંદા પડનારા એથી ઓછા હોય છે, અને મરનારા સૌથી ઓછા હોય છે. જે હકીકત જ સિદ્ધ કરે છે કે સારી જીવનશક્તિ અને ચોખ્ખું લોહી એ જ મોટામાં મોટું રક્ષણ છે. છતાં ય કેટલાક અપવાદરૂપ દાખલાઓમાં જો સ્વચ્છ રહેણી-



સુંદર બાળક શીતળા કઢાવ્યા પછી ચોથે દિવસે માંદું પડયું અને પછી આઠમે દિવસે મૃત્યુ પામ્યું. !



બાર વર્ષ ઉપર શીતળા કઢાવ્યા ત્યારથી શરીર પક્ષઘાતે ઝલાઇ ગયું છે. (બામ્બે ગેઝેટ-૨૬-૩-૧૮૯૦.)

કરણીવાળા માણુસો પણુ માંદા પડતા માલમ પડે તો તે બતાવે છે કે શારીરિક સ્વચ્છતાની સાથે સાથે જો સામાજિક સ્વચ્છતા હોય તો માણુસ સંપૂર્ણુ રીતે નિર્ભય અને મૃત્યુંજિત બની જાય છે.

## બાળકોને બચાવો

આ રસીના હિમાયતીઓ કહે છે કે: 'રસી મુકાવો અને બાળકોને બચાવો.' બાળકોને બચાવવા માટે કયો સમજુ માણુસ નારાજ હોય? પણુ આપણે આપણા અજ્ઞાનને લઈને સાપને દોરડું ન માની બેસીએ એ ખાસ જરૂરનું છે. કોઈ પણુ જાતના પૂર્વગ્રહ વિના જો આ પ્રશ્નને તપાસીએ તો આપણે એ નિર્ણય ઉપર આવીએ છીએ કે બળિયાથી મરતાં બાળકો તો બચવાં જ જોઈએ એટલું જ નહિ પણુ બળિયાની રસીથી જે એના કરતાં અનેક ગણાં બાળકો મરે છે, તે પણુ બચવાં જોઈએ. બાળકોને બચાવવાનું પહેલું પગથિયું આ ભયંકર રસીનો બહિષ્કાર એ હોવું જોઈએ.

## ૧,૦૦૦,૦૦૦ બાળકોનાં મરણુ

ઇંગ્લેંડ અને વેલ્સની અંદર વૅક્સિનેશન ફરજિયાત થયા પછી દશ લાખ બાળકો મગજનો સોજો (Encephalitis) આંકડી, મેની-ન્જાઈટીસ, ધનુરવા અને બીજા જ્ઞાનતંતુઓના રોગથી મરી ગયાં છે. આમાંના કેટલાં બાળકો બળિયાની રસીને લઈને મરી ગયાં હશે તે કોઈ કહી શકે તેમ નથી. પણુ એમ માનવાને સબળ કારણો છે, કે આ મરણોમાંનો મોટો ભાગ વૅક્સિનેશનને આભારી છે. હવે તો મગ-જના સોજાનું એક કારણુ વૅક્સિનેશન હોઈ શકે એ હકીકત તો રૂઢિચુસ્ત દવાવાદીઓ પણુ સ્વીકારવા લાગ્યા છે. દરેક મરણુદીઠ બે બાળકોની તંદુરસ્તીને કાયમી અને ગંભીર નુકસાન પહોંચ્યું છે એવો અડસટ્ટો છે.

ઈ. સ. ૧૮૮૧ થી ઇંગ્લેંડના આરોગ્ય ખાતાના સરકારી દફતરોમાં એક નવું ખાતું ઉમેરાયું. એનું મથાળું 'શીતળાની રસીથી થયેલ મરણો'' એ રખાયું.

ઈ. સ. ૧૮૯૧માં પૂરાં થતાં ૧૫ વર્ષમાં ઇંગ્લેંડ અને વેલ્સમાં ૫ વર્ષની નીચેનાં બાળકોમાં ૪૨ બાળકો બળિયાથી મરી ગયાં. જ્યારે એ જ ઉમરનાં બાળકોમાં ૧૫૭ શીતળાની રસીના ઝેરથી મરી ગયાં. આ અરસામાં દર સેંકડે ૫૪% બાળકોને રસી મૂકવામાં આવતી. (બાકીનાં બાળકોને ન મૂકવાનું કારણ અંગ્રેજ પ્રજા દિનપ્રતિદિન આ પ્રથાની ભયકરતા સમજતી જાય છે.)

હવે આ આંકડાઓ તરફ જોતાં માલમ પડે છે કે રોગ કરતાં એનો અટકાવ ચારગણો ભયંકર છે.

શીતળા ટંકાવનાર અને શીતળા ન ટંકાવનાર એ બંને પ્રકારનાં મા–બાપોએ પોતાનાં બાળકો બળિયાના રોગથી ગુમાવ્યાં પણ જેમણે બળિયા ટંકાવ્યા તેમનાં બાળકોમાંથી તો બળિયાની રસીથી પણ અનેક મૂઆં.

## વીમા વિ. વૅક્સિનેશન

ઘણા ડાહ્યા માણસો આ મેલી પ્રથાની વીમા સાથે સરખામણી કરે છે. પણ જે પ્રથાથી લેશ પણ ફાયદો ન થાય અને અનેક રીતે નુકસાન મળે તે પ્રથાને વીમા સાથે સરખાવી શકાય જ નહિ. અને છતાં ય જો વીમા સાથે સરખામણી કરવી હોય તો તેની સરખામણી પરપોટા કંપનીઓને નામે ઓળખાતી બોગસ વીમા કંપનીઓ સાથે કરવી જોઈએ, કે જે કંપનીઓ માસિક એક રૂપિયો લઈને મૂઆ પછી હજાર રૂપિયા આપવાનું વચન આપે છે અને ઉપરથી દાક્તરી તપાસ માગતી નથી!

## જેનરવાદનો બારમો મુદ્દો

એ છે કે શીતળા કઢાવેલા હોય અને ફરીથી જે રડયાખડયા પ્રસંગોમાં શીતળા નીકળે છે ત્યારે દાણા છૂટાછવાયા હોય છે અને તે પછી પણ એ રોગ પ્રાણઘાતક થવાનો ભય નહિ જેવો જ છે.

આ પરીકથામાં કંઈક પણ સત્ય છે એમ જેઓ માનતા હોય તેમણે જર્મની, જાપાન અને ફિલિપાઈન્સના આજસુધીના સરકારી આંકડાઓનો વિગતવાર અભ્યાસ કરવો.

પ્રો એ વૉગ્ટ, જે જર્મનીનો એક બાહોશ આંકડાશાસ્ત્રી છે તે રસી મુકાવવાની રૂઢિ વિષે કહે છે કે :

'ઈ. સ. ૧૮૭૫માં પસાર થયેલા વારંવાર રસી મુકાવવાના કાયદા પછી એ કાયદા પહેલાં શીતળાથી જે મરણપ્રમાણ હતું તેના કરતાં આ કાયદા પછી ચારગણું મરણપ્રમાણ થયું.'

ઈ. સ. ૧૮૭૧માં બળિયાના રોગચાળામાં પ્રશિયાએ વધુમાં વધુ સહન કર્યું છે. આ ઉપદ્રવમાં આ દેશના ૫૯,૮૩૯ પ્રજાજનોનો નાશ થયો. એ મરણપ્રમાણ ઉત્તર યુરોપના કોઈપણ રાજ્ય કરતાં ઘણું વધારે હતું, અને આ દેશમાં રસી મુકાવવા માટે વધુમાં વધુ કાળજી લેવાતી, અમર્યાદિત સખતાઈ થતી, અને દરેક કાયદો જર્મનોની લાક્ષણિક ચોખ્ખાઈથી અમલમાં મૂકવામાં આવતો.

આ ઉપરાંત બીજા દેશોનો અનુભવ જોતાં પણ એ વસ્તુ સ્પષ્ટ જણાય છે કે માણસ ગમે તેટલી વખત બળિયા કઢાવે તો પણ તે બળિયાથી બચી શકે છે એવું માનવા માટે કોઈ પણ વિશ્વાસપાત્ર આધાર નથી.

ડૉ. હેન્સેલ, જે જર્મન સૈન્યમાં સર્જન હતો, એણે

સૉલ્ટ લેકસિટીમાં ઈ. સ. ૧૯૦૦ની સાલમાં એક જાહેર ભાષણ આપતાં જણાવ્યું હતું કે: 'ઈ. સ. ૧૮૮૮ની સાલમાં જ્યારે હું સ્ટ્રૅસબર્ગમાં હતો, ત્યારે મારા હાથ નીચે બળિયાના ૨૦૦૦ કેસ હતા. દરેક જણને **ત્રણ ત્રણ વખત** સફળતાપૂર્વક શીતળાની રસી મૂકવામાં આવી હતી. મેં પોતે **સાત વખત** સફળતાપૂર્વક શીતળાની રસી મુકાવી હતી. છતાં ય મને આ રોગ લાગુ પડયો અને એને લઈને હું પાંચ અઠવાડિયાં પથારીવશ રહ્યો. રસી મૂકવાથી પાકી ઊઠેલા ત્રણ જણના હાથ કાપી નાખવા પડયા. રસીના ઝેરથી જેમનાં શરીર પાયમાલ થઈ ગયાં હતાં એવા ચાર જણને લશ્કરમાંથી રજા આપવામાં આવી.....જ્યારે બધી બરાકો બરાબર ચોખ્ખી કરવામાં આવી ત્યારે જ આ રોગનો ઉપદ્રવ અટકયો.'

યુનિવર્સિટી ઑફ ઈલીનોઈસના મેડિકલ ડિપાર્ટમેન્ટના ઠીને કબૂલ કર્યું કે એણે એની જિંદગીમાં **સોળ વખત** શીતળાની રસી મુકાવી હતી, છતાંય એને બે વખત શીતળા નીકળી હતી ! ! !

## બળિયાનું ભયંકર મરણપ્રમાણ

આ રોગનું મરણપ્રમાણ ૨૫% થી ૪૦% માનવામાં આવે છે. કેટલાક રોગચાળાઓમાં તો ૫૦% મરણપ્રમાણ પણ જોવામાં આવ્યું છે. જે બચે છે તેમાંથી ઘણાં, કાણાં, આંધળાં કે કદરૂપાં બની જાય છે, ઘણાંની તંદુરસ્તીને જીવનભરને માટે ગંભીર અને કાયમી નુકસાન પહોંચે છે.

આ બધી હકીકતોનો ઉપયોગ રસીના હિમાયતીઓ પોતાના લાભ માટે કરે છે, તેઓ કહે છે કે આ ભયંકર રોગથી બચવા વેળાસર રસી મુકાવી લો. શીતળા ભયંકર છે એનું કારણ દાક્તરોનું આ રોગ વિષેનું અજ્ઞાન રોગ કરતાં પણ વધારે ભયંકર છે એ છે.

જો શીતળાની સારવારમાં ઉપવાસ અને જલોપચાર જેવા નૈસર્ગિક ઉપચારો અમલમાં મૂકવામાં આવે તો તેનાથી મરણપ્રમાણ અતિશય ઘટી જઈ ફક્ત નામનું રહે, તેમ જ કોઈ બાળક આંધળું, કદરૂપ કે અપંગ બને નહિ.

જેનરની આ ઉપદ્રવી શોધથી દાક્તરો અને લોકો એક પ્રબળ ભ્રમમાં અને પોકળ સલામતીમાં સપડાયા. એમને એમ લાગ્યું કે આપણે બળિયાથી સલામત છીએ એટલા માટે બળિયાની સારવારની સુધરેલી પદ્ધતિઓ તરફ તેમણે સંપૂર્ણ દુર્લક્ષ કર્યું. અને આજે અમલમાં મુકાતી જરી પુરાણી અને જંગલી સારવારને લઈને દર્દીઓના જીવન અને આરોગ્યને ભારે અને ભયંકર હાનિ પહોંચી રહી છે.

## વેક્સિનેશનના વિરોધીઓ : જવાબદાર અને જાણીતા દાકતરો

આ રસીના પ્રસંશકોનો છેલ્લો મુદ્દો એ છે કે કેટલાક અધકચરા, અજ્ઞાન અને બેજવાબદાર માણસો જ આ રસીના વિરોધીઓ છે. તેમજ આ રસીનો વિરોધ દિવસે દિવસે મોળો પડતો જાય છે.

કહેવાની જરૂર નથી કે ઉપરના બધા મુદ્દાઓની પેઠે આ મુદ્દો પણ પ્રજાની આંખમાં ધૂળ નાખવા માટે ઊભો કરેલો એક તબીબી તુક્કો છે.

જો કે એ સાચી હકીકત છે કે દરેકે દરેક નિસર્ગોપચારક આ રસીનો કટ્ટર વિરોધી છે, પણ એટલા ઉપરથી એમ સિદ્ધ નથી થતું કે નિસર્ગોપચારકો સિવાય બીજા કોઈએ આ મેલી પ્રથાનો વિરોધ કર્યો નથી. નિસર્ગોપચારકો ઉપરાંત અનેક વિદ્વાનો, વિચારકો, રાજ્યદ્વારીઓ, શરીરશાસ્ત્રીઓ, અને હજારો પ્રમાણિક એલોપથીક દાકતરો અને વેક્સિનેટરો એના વિરોધીઓ છે. એના વિરોધીઓમાં એવા હજારો નામાંકિત દાકતરો છે કે જેમને પોતાની ધંધાદારી તાલીમને અંગે

આ રસીમાં અનહદ શ્રદ્ધા હતી, પણ જેમ જેમ એની નિષ્ફળતાઓ નજરે પડતી ગઈ તેમ તેમ આ રસીની રામબાણ શક્તિ વિષે તેઓ શંકાશીલ થતા ચાલ્યા, અને ત્યારપછી વધુ ઊંડા ઊતરી આ વિષયની બીજી બાજુ તપાસતાં તેમનો ભ્રમ તેમની અજાયબી વચ્ચે સંપૂર્ણ રીતે તૂટી ગયો.

આ પુસ્તકમાં અમે માત્ર ગણતરીના અભિપ્રાયો જ રજૂ કર્યા છે. જેમને આ વિષયમાં વધુ જિજ્ઞાસા હોય તેમણે આ પુસ્તકને છેડે આપેલી યાદીમાંના સાહિત્યનો અભ્યાસ કરવો.

**'વિક્ટોરિયા' રાણીના રાજ્યનો ઇતિહાસ*** એ નામના પુસ્તકમાંથી :

'સરકારી આંકડાઓથી એ હકીકત સિદ્ધ થાય છે કે વેક્સિનેટરોના ઝેરી સોયાઓથી દર સાલ ૨૬,૦૦૦ બાળકોની કતલ થાય છે અને વેક્સિનેશનથી ઉત્પન્ન થતા રોગોને પરિણામે ૧૦૦,૦૦૦ બાળકોની તંદુરસ્તીને ગંભીર નુકસાન પહોંચે છે. વિક્ટોરિયા રાણીના રાજ્ય દરમિયાન આખા બ્રિટિશ સામ્રાજ્યમાં ઉપર મુજબ પરિણામ આવતું તો પછી જે જે દેશોમાં જેનરવાદ પ્રસર્યો છે તે તે દેશોમાં પ્રજાની કેટલી ભૂંડી હાલત થઈ હશે એ તો આપણે કલ્પી લેવું જ રહ્યું.'

## પ્રો. આલ્ફ્રેડ રસેલ વૉલેસ. (એલ. એલ. ડી.)

આ વિદ્વાને ડાર્વિનની સાથે ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત રચ્યો, અને જે 'અંગ્રેજ વૈજ્ઞાનિકોના પ્રમુખ'ના બહુમાન ભરેલા નામથી ઓળખાતા, એ પોતાના જાણીતા વૈજ્ઞાનિક પુસ્તક 'The wonderful Century' માં લખે છે કે:

---

* History of the Reign of Queen Victoria.

'વેક્સિનેશન કોઈ પણ પ્રકારનો લાભ કરવામાં સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડયું છે. જ્યારે બીજી બાજુ અનેક કેસોમાં એ રોગ અનેક મરણનું ચોક્કસ કારણ છે, એનાથી ઇન્જેકશનો મારફતે ફેલાતા પાંચ ભયંકર અને ધૃણાસ્પદ રોગો લાગુ પડે છે. અને આ રોગોથી દર સાલ ૧૦,૦૦૦ મરણો થાય છે.'

## પ્રો. જર્મન (એમ. ડી. લિપ્ઝીક)

'છેલ્લાં વીસ વર્ષ થયાં લિપ્ઝીકમાં સ્ત્રી–રોગશાસ્ત્રના નિષ્ણાત તરીકે પ્રેક્ટિસ કર્યા પછી મારી ખાતરી થઈ છે કે વેક્સિનેશન એ સિફિલીસ ફેલાવવાનું સાધન છે. એટલા માટે હું એ નિર્ણય ઉપર આવ્યો છું કે આ રસીથી બળિયા સામે બચાવ મળતો હોય તો પણ તેનો બચાવ થઈ શકે તેમ નથી. ખરી રીતે તો તેનાથી બળિયા સામે રક્ષણ મળવાનો પુરાવો હજી સુધી કોઈ રજૂ કરી શકયું નથી.'

## પ્રો. જુંગ (એમ. ડી. સ્વિટ્ઝરલેન્ડ)

'મને એ હકીકતનો અતિશય પશ્ચાત્તાપ થાય છે કે વેક્સિનેશન એ મનુષ્ય જાતિને માટે આશીર્વાદ નથી, પણ શાપ છે, એ હકીકતની મને આટલી મોડી ખબર પડી.'*

## પ્રો. એડોલ્ફ વોગ્ટ. (પ્રોફેસર ઑફ હાયજીન, બર્ન યુનિવરસિટી, સ્વિટ્ઝરલૅંડ)

'બળિયાના ૪૦૦,૦૦૦ કેસોની વિગતો એકઠી કર્યા પછી મારે કબૂલ કરવું પડે છે કે, વેક્સિનેશનમાંથી મારી શ્રદ્ધા સંપૂર્ણ રીતે નાશ પામી છે.'

---

*Impfspiegel

## પ્રો. ડૉબ્સન (એમ. ડી. ન્યુયોર્ક)

'બળિયાના રોગચાળાઓ આરોગ્યશાસ્ત્રને અનુસરવાથી અને વ્યક્તિગત ચોખ્ખાઈથી જ અટકાવી શકાશે, અને નહિ કે રાજ્યાશ્રિત ઊંટવૈદા (વૅક્સિનેશન)થી. મોટા ભાગના દાક્તરો શું કહે છે, તે તરફ ધ્યાન આપવાની જરૂર નથી. કારણ કે એક વખત હાર્વેની લોહીના ફરવાની શોધનો વિરોધ મોટાભાગના દાકતરોએ જ કર્યો હતો. તેમજ આજથી એક સદી ઉપર મોટાભાગના દાકતરોએ જ રકતપાતથી હજારો દર્દીઓની કતલ કરી હતી. મોટાભાગના દાકતરો હમેશાં વૈદકની સાચી પ્રગતિના માર્ગે વિઘ્નરૂપ હોય છે.'

## પ્રો. એલેકઝાંડર એમ. રોસ. (એફ. આર. એસ. વાઈસ-પ્રેસીડેન્ટ ઑફ ધી એસોસિએશન ઑફ ધી હાઇજીનીસ્ટ્સ ઑફ અમેરિકા, મેમ્બર ઑફ ધી ઈન્ટર નેશનલ મેડિકલ કોંગ્રેસ ઇત્યાદિ, ઇત્યાદિ.)

'જો હું વેકિસનેશન વિષે મારો મત જાહેર ન કરું તો મારી જાતનો અને મનુષ્યજાતના પરમહિતનો દ્રોહી ઠરું. જેનો જવાબ ન આપી શકાય એવી નિર્વિવાદ હકીકતો ઉપર મારો મત રચાયો છે કે વેકિસનેશન એ એક ભયંકર શાપ છે, અને મનુષ્યજાતિને આજસુધી લાગુ પડેલા બધા દાકતરી ભ્રમોથી ચડિયાતો અને સંહારક દાકતરી ભ્રમ છે. હું બરાબર સારી રીતે જાણું છું કે વૅક્સિનેશનથી ચામડીના, લોહીના, વાળના અને આંખોના અનેક ઘૃણાસ્પદ રોગો લાગુ પડે છે, અને તે પેઢી દર પેઢી ઊતર્યા જ કરે છે. વેકિસનેશન એ મનુષ્ય જાતિને માથે એક સનાતન શાપ છે.' '

## ડૉ. જયોર્જ ગ્રેગરી (એમ ડી. એફ. આર. એસ.) જે લંડનની સ્મૉલપોક્સ અને વેકિસનેશન હૉસ્પિટલમાં ૫૦ વર્ષ સુધી ડૉકટર હતો.

'જેમણે બળિયાની રસી મુકાવી હોય છે તેમને પણ બળિયા

થાય છે, અને આ રોગ નાબૂદ થવાની આશા જેનરના વખતમાં જેટલી દૂર હતી એટલી જ આજે દૂર છે.'

## ડૉ. એબ્રામોવ્સકી (એમ. ડી. ઑસ્ટ્રેલિયા.) જે પહેલાં એક પબ્લિક વેક્સિનેટર હતો.

' 'વેક્સિનેશન આખી જિંદગી માટે રક્ષણ આપતું નથી. એક વરસ માટે પણ રક્ષણ આપતું નથી, કે એક મહિના માટે પણ બચાવ કરતું નથી. બચાવનો દાવો એટલા માટે કરવામાં આવે છે કે કેટલાક રસી મુકાવેલા લોકોને રોગ થતો નથી. પણ બળિયાનો હુમલો કંઈ દરેક ઉપર થતો નથી.'

## ડૉ. જે. કોલિન્સ (એફ. આર. એસ. સી. પબ્લિક વેક્સિનેટર ઓફ લંડન.)

'વેક્સિનેશનથી થતાં ભયંકર નુકસાનોનું જો હું તમારી આગળ વર્ણન કરું તો તમારા હાડ થીજી જાય. વેક્સિનેશન કોઈ પણ પ્રકારનું રક્ષણ આપ્યા સિવાય ગંદા અને ભયંકર રોગો પેદા કરે છે.''

## ડૉ. એચ. ઓન્સ. (બ્રુસેલ્સ.)

'સદગ્રહસ્થો! તમારી ઈચ્છા હોય તો તમે લોકોને રસીઓના ઇજેક્શનો આપ્યા કરો કારણ કે તમે તેમાંથી પૈસા પેદા કરો છો. પણ કદી ભૂલશો નહિ કે તમે વેશધારી વૈજ્ઞાનિકો અને ઊંટવૈદો છો. તમે વૅક્સિન વાવો છો જ્યારે લોકો બિચારા એના પરિણામથી બળિયા લણે છે.'

આ ઉપરાંત બીજા અસંખ્ય અભિપ્રાયો ટાંકી શકાય તેમ છે પણ આટલા અભિપ્રાયો ઉપરથી સ્પષ્ટ થશે કે વૅક્સિનેશનના વિરોધીઓમાં મહાન વૈજ્ઞાનિકો, વિશ્વવિખ્યાત દાક્તરો અને પ્રમાણિક વૅક્સિનેટરો છે.



પોણા બે વર્ષનું બાળક શીતળા કઢાવ્યા પછી સત્તાવીશમે દિવસે મૃત્યુ પામ્યું. શીતળા કઢાવ્યા પહેલાં અને પછીના એના આ બે ફોટાઓ જુઓ.



સવા માસની છોકરીને શીતળાની રસી મૂકી, ત્યારપછી ૩૬ દિવસે એ ગુજરી ગઈ. ડૉકટરોએ કહ્યું, "શીતળાની રસી પ્રાણઘાતક બની." પાર્લામેન્ટમાં આને વિષે પ્રશ્ન પુછાયો હતો.

## વૅક્સિનેશનનો વિરોધ દિવસે દિવસે વધતો જાય છે

જેનરવાદીઓનું એક માનીતું જૂઠાણું એ છે કે દરેક મહાન શોધનો જેમ શરૂઆતમાં વિરોધ થાય છે અને પછીથી તે શમી જાય છે તેમ બળિયાની રસીનો પણ શરૂઆતમાં ખૂબ વિરોધ થયો અને હવે તે ઘટી ગયો છે. આનાથી વધુ જૂઠી હકીકત બીજી કોઈ હોઈ શકે જ નહિ. ખરી પરિસ્થિતિ સાવ ઊંધી જ છે.

જ્યારે આ રસી શરૂઆતમાં શોધવામાં આવી ત્યારે બધા દાક્તરોએ એકી અવાજે એને વધાવી લીધી. પણ એની નિષ્ફળતાઓ જેમ જેમ પ્રકાશમાં આવતી ગઈ તેમ તેમ એનો ધીમો પણ ચોક્કસ વિરોધ શરૂ થયો. અને એનાં ભયંકર પરિણામો જાણ્યા પછી અનેક દેશોએ પોતાના ફરજિયાત રસી મુકાવવાના કાયદાઓ બદલ્યા.

ઇંગ્લૅંડ, સ્વિટ્ઝરલેન્ડ, હૉલૅંડ ઇત્યાદિ દેશોએ અને કેલીફોર્નિયા ઊટા, વ. સંસ્થાનોએ તેમ જ શિકાગો જેવાં શહેરોએ ફરજિયાત રસી મૂકવાનું બંધ કર્યું. ઑસ્ટ્રેલિયામાં તો પહેલેથી જ વૅક્સિનેશન નથી. આ બધા દેશોએ કાયદાના ફેરફારોને અંગે અનેક લાભો અનુભવ્યા. જર્મનીએ પણ પોતાના જૂના કાયદાઓમાં ફેરફાર કર્યો છે.

ઇંગ્લૅંડમાં લોકમત કઈ દિશામાં જઈ રહ્યો છે, તે નીચેના આંકડાઓ સ્પષ્ટ રીતે બતાવે છે:

| **વરસ** | **નવાં જન્મેલાં બાળકોમાંથી કેટલા ટકાને રસી મુકાવી.** | **વરસ** | **નવાં જન્મેલાં બાળકોમાંથી કેટલા ટકાને રસી મુકાવી.** |
|---|---|---|---|
| ૧૯૦૫ | ૭૫.૮ | ૧૯૦૯ | ૫૯.૮ |
| ૧૯૦૬ | ૭૩.૪ | ૧૯૧૦ | ૫૫.૯ |
| ૧૯૦૭ | ૭૦.૯ | ૧૯૧૧ | ૫૨.૩ |
| ૧૯૦૮ | ૬૩.૨ | ૧૯૧૨ | ૫૦.૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૩ | ૪૬.૫ | ૧૯૨૫ | ૪૪.૭ |
| ૧૯૧૪ | ૪૪.૬ | ૧૯૨૬ | ૪૪.૮ |
| ૧૯૧૫ | ૪૫.૫ | ૧૯૨૭ | ૪૪.૯ |
| ૧૯૧૬ | ૪૪.૭ | ૧૯૨૮ | ૪૨.૬ |
| ૧૯૧૭ | ૪૩.૩ | ૧૯૨૯ | ૩૯.૯ |
| ૧૯૧૮ | ૪૧.૫ | ૧૯૩૦ | ૪૦.૧ |
| ૧૯૧૯ | ૪૦.૬ | ૧૯૩૧ | ૩૯.૦ |
| ૧૯૨૦ | ૩૯.૫ | ૧૯૩૨ | ૩૮.૨ |
| ૧૯૨૧ | ૩૮.૩ | ૧૯૩૩ | ૩૭.૦ |
| ૧૯૨૨ | ૪૦.૩ | ૧૯૩૪ | ૩૬.૧ |
| ૧૯૨૩ | ૪૭.૮ | ૧૯૩૫ | —— |
| ૧૯૨૪ | ૪૭.૫ | | |

આ ત્રીસ વરસના આંકડાઓ ઉપરથી ઇંગ્લેંડમાં દિવસે દિવસે વૅક્સિનેશન કેવું ઘટતું જાય છે એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. એક વખત જે દેશમાં સોએ સો બાળકોને રસી મૂકવામાં આવતી તેજ દેશમાં આજે ફક્ત ત્રીજા ભાગનાં બાળકોને રસી મુકાય છે અને આવતાં દશ વર્ષમાં એટલે કે ઈ. સ. ૧૯૫૦ સુધીમાં તો તે દેશમાંથી આ મેલી પ્રથા સંપૂર્ણ રીતે નાશ પામી હશે. જે દેશમાંથી આ પ્રથા જન્મી ત્યાં તે મરી રહી છે, જ્યારે આપણા કમનસીબ દેશની અંદર આ પ્રથા દિવસે દિવસે વધુ લોકપ્રિય થતી ચાલી છે. ખાસ જોવા જેવું તો એ છે કે ઇંગ્લેંડમાં જેમજેમ વૅક્સિનેશન ઘટતું જાય છે તેમતેમ બળિયા પણ ઘટતા જાય છે. આ ૩૦ વર્ષ દરમિયાન ઇંગ્લેંડ અને વૅલ્સમાં બળિયાથી ફક્ત ૫૭૯ મરણો થયાં છે.

## આંતરરાષ્ટ્રીય આંકડાઓ

લીગ ઑફ નેશન્સની હેલ્થ કમિટિની બારમી બેઠકનો જે રિપોર્ટ પ્રસિદ્ધ થયો છે તેના ઉપરથી નિચેનો કોઠો તૈયાર કરવામાં આવ્યો છે.

## દર એક લાખ માણસે બળિયાનું મરણપ્રમાણ
## ઇ. સ. ૧૯૧૯ થી ૧૯૨૭

| | |
|---|---|
| ઇંગ્લેંડ અને વેલ્સ | ૦.૪૬ |
| સ્વિટઝરલેંડ | ૦.૫૦ |
| જર્મની | ૨.૧ |
| બેલ્જિયમ | ૨.૧ |
| ઑસ્ટ્રિયા | ૨.૪ |
| ફ્રાન્સ | ૨.૯ |
| પોલેન્ડ | ૧૦.૩ |
| ઝેકોસ્લોવાકિયા | ૨૩.૪ |
| રૂમાનિયા | ૪૭.૪ |
| સ્પેન | ૬૫.૭ |
| ઈટાલી | ૧૦૧.૧ |
| પોર્ટુગાલ | ૩૮૬.૦ |

આ આંકડાઓ નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે કે વેક્સિનેશન તદ્દ નિરર્થક છે, ઇંગ્લેંડ અને સ્વિટઝરલેંડ જ્યાં ઓછામાં ઓછુ વેક્સિનેશ છે ત્યાંનું મરણ પ્રમાણ જર્મની, ફ્રાન્સ બેલ્જીયમ અને ઑસ્ટ્રિ જેવા સંપૂર્ણ રીતે વેક્સિનેશ કરાવેલા દેશો કરતાં ¼ છે જ્યારે ઈટાલ કે જ્યાં વેક્શિનેશન અને રીવેક્સિનેશન અસામાન્ય જુલમ અ ચોકસાઈથી કરવામાં આવે છે તેના કરતાં ઈંગ્લેંડનું મરણપ્રમા $\frac{1}{260}$ કરતાં પણ ઓછું છે.

## હિંદુસ્તાનની અવદશા

પણ કદાચ કોઈ એમ પૂછે કે આ તો બધી પરદેશોની હકીક થઈ. આપણા દેશનું શું? આ વિષય ઉપર નીચેના કેટલા પ્રમાણભુત અભિપ્રાયો રજૂ કરવામાં આવ્યા છે.

'હિંદુસ્તાનમાં વેકિસનેશન સદંતર નિષ્ફળ ગએલું સાબિત થયું છે.'*

ડૉ. ક્રેઇધટન કે જે જગતનો વૅકિસનેશનનો એક અગ્રગણ્ય પંડિત હતો અને 'એન્સાઈકલોપીડિયા બ્રિટાનિકા'નો આ વિષય ઉપરનો લેખક હતો તે લખે છે કે: 'ઈ. સ. ૧૮૮૪થી ૧૮૮૮ સુધીનાં ચાર વર્ષમાં હિંદુસ્તાનમાં ૩૦૦,૦૦૦ માણસો શીતળાથી મરી ગયાં. આ લોકોએ શીતળાની રસી એક કરતાં વધુ વખત મુકાવી હતી.'

Sanitary Measures in India નામના સરકારી ગ્રંથમાં જણાવવામાં આવે છે કે 'શીતળાના રોગચાળા ઉપર આ રોગની રસી કોઈપણ પ્રકારનો કાબૂ ધરાવી શકતી નથી.'' ઇંડિયન મેડિકલ સર્વિસના મેજર એ. જે. એચ. રસેલ કે જે મદ્રાસમાં ડાયરેકટર ઑફ પબ્લિક હેલ્થ હતા તે જણાવે છે કે 'પહેલામાં પહેલું એ જોવામાં આવશે કે ભાગ્યે જ એવો કોઈ જિલ્લો હશે કે જ્યાં એક યા બીજી વખત શીતળાનો રોગચાળો ન ચાલ્યો હોય.'

મદ્રાસ ઇલાકામાં વારંવાર બળિયાની રસી મૂકવા છતાં ત્યાંથી એ લોકો બળિયાનો પગ કાઢી શકયા નથી, અને દર સાલ આ રોગથી હજારો મરણો થાય છે. વર્ષોના આટલા કડવા અનુભવ પછી પણ દવાવાદીઓની આંખો ઊઘડી નથી. અને કૅાંગ્રેસ મિનિસ્ટ્રીના અમલ હેઠળ પણ ડૉ. રાજન બળિયાની રસી મૂકવાની બાબતમાં ઘણી વધુ સખતાઈ કરવા માગે છે એ અતિશય દુ:ખની વાત છે.

જ્યારે આ રસીના હિમાયતીઓ જ એની નિષ્ફળતા છડેચોક કબૂલ કરે છે ત્યારે વૅકિસનેશન અને રીવૅકિસનેશન માટે આટલી બધી સખતાઈ શા માટે થાય છે તે અમે સમજી શકતા નથી.

*Report : Royal Commision on Vaccination. Page 203

## વૅક્સિનેશનને દેશવટો દો

આ દેશમાંથી વૅક્સિનેશન નીચેનાં કારણોસર દૂર થવું જોઈએ.

**શારીરિક કારણો:**

૧. એનાથી બળિયા સામે બિલકુલ રક્ષણ મળતું નથી.

૨. એનાથી ક્ષય, કેન્સર, સિફિલીસ, ખરજવું, આંખના રોગો અને દાંતનો સડો લાગુ પડે છે. એને માટે જોઈએ એટલો પ્રમાણભૂત પુરાવો છે.

૩. એના ઝેરથી દરસાલ અસંખ્ય નીરોગી બાળકો મરી જાય છે.

**વૈજ્ઞાનિક કારણ:**

૧. આ રસી શી રીતે કાર્ય કરે છે, અને શો ફાયદો કરે છે તેને વિષે તેના હિમાયતીઓ થોડાક પગમાથા વિનાના ગપગોળા સિવાય બીજું કાંઈ જ કહી શકતા નથી.

૨. એની વિરૂદ્ધમાં જે પુરાવો એકઠો થયો છે, તેનો તેઓ જવાબ આપી શકતા નથી. તેને વિષે મૂંગા રહેવામાં જ તેઓ પોતાની સલામતી જુએ છે. આજસુધીમાં નિસર્ગોપચારકોએ અને રસી–વિરોધી દાક્તરોએ જે જે ચેલેન્જો મૂકેલી છે તેમાંથી એક પણ ચેલેંજ આ રસીના હિમાયતીઓ સ્વીકારી શકયા નથી. સર વિલિયમ ઑસ્લરે મૂકેલી ચેલેંજ જ્યારે નિસર્ગોપચારકોએ સ્વીકારી લીધી ત્યારે તે મહાશય પણ ઠંડાગાર થઈ ગયા.

**આર્થિક કારણ:**

૧. હિંદુસ્તાન એ ગરીબ દેશ છે એટલા માટે રસીની પાછળ વેડફાતો પૈસો એ પ્રજાના પૈસાનો કરુણ બગાડ છે.

૨. આ રસીથી જે રોગો થાય છે તેને મટાડવા પાછળ પણ દર સાલ જબરજસ્ત ખર્ચો થાય છે.

૩. આ દેશમાંથી જો આ રસી નાબૂદ કરી દેવામાં આવે તો તેમાંથી બચતા પૈસા પ્રજાની સુખાકારી સુધારવામાં તેમ જ બીજા મહત્ત્વના આરોગ્યવિષયક પ્રશ્નોની પાછળ ખર્ચી શકાય.

**ધાર્મિક કારણ:**

૧. આ રસી લેવા માટે વાછરડાઓને બેહદ રિબાવવામાં આવે છે. હિંદુઓને મન ગાય પવિત્ર પ્રાણી છે. બિનહિંદુઓ પણ જેઓ જીવદયામાં અને અહિંસામાં માનતા હોય તેમને માટે આ રસી ત્યાજ્ય છે.

આ અને આવાં જ અનેક કારણોને લઈને આ દેશમાંથી ફરજિયાત રસી મૂકવાનો કાયદો નાબૂદ કરવો જોઈએ. એને માટે નીચેના ઉપાયો યોજવા જોઈએ.

## અજ્ઞાન પ્રજાને જાગ્રત કરો

૧. વૅક્સિનેશનના વિરોધી સાહિત્યનો ખૂબ પ્રચાર થવો જોઈએ.

૨. પ્રચાર પછી આ મેલી પ્રથામાં ન માનનારા લોકોનું સંગઠન થવું જોઈએ. ગામેગામ વૅકસિનેશન–વિરોધી મંડળો સ્થપાવાં જોઈએ.

૩. આટલું થયા પછી જે જે પ્રાંતોમાં કોંગ્રેસ સરકારો છે ત્યાં ત્યાં સરકારને વિનંતી કરવી જોઈએ, કે વૅક્સિનેશનના પ્રશ્નની બંને બાજુઓની નિષ્પક્ષપાત તપાસ કરવા માટે એક કમિશન નીમવું. એ કમિશનમાં દરેક ચિકિત્સા–પદ્ધતિના હિમાયતીઓ ઉપરાંત બાહોશ આંકડાશાસ્ત્રીઓને પણ લેવા જેથી દવાવાદી દાકતરોનો જે દાવો છે કે વૅક્સિનેશનથી બળિયાનો રોગ નાબૂદ થયો છે, તે દાવામાં કેટલું સત્ય છે તે તેમના જ આંકડાઓના આધારે તપાસી શકાય તેમ જ આંકડાઓમાં કેટલી ઘાલમેલ થઈ છે, તેની પણ પ્રજાને માહિતી મળે.

૪. દરેક ગામમાં અને શહેરમાં લોકસેવકોએ મ્યુનિસિપાલિટીના તેમ જ લોકલબોર્ડના પ્રમુખો અને મેમ્બરોને મળવું અને તેમને જાહેરપ્રજાના કલ્યાણ માટે આ પ્રશ્નની બંને બાજુઓનો અભ્યાસ કરવાની વિનંતી કરવી. અને જો એ અભ્યાસથી રસીની નિરર્થકતા અને ભયંકરતા સિદ્ધ થાય તો જ ફરજિયાત રસી મૂકવાનો કાયદો નાબૂદ કરવામાં તેમની લાગવગનો ઉપયોગ કરવો.

૫. અમને સંપૂર્ણ ખાત્રી છે, કે જો આ દેશમાં સરકાર તરફથી આવું કમિશન નીમવામાં આવે તો ઇંગ્લેંડ, સ્વિટઝરલેંડ અને હોલેંડની સરકારોએ કમિશનો નીમવાથી જે પરિણામ આવ્યું તે જ પરિણામ આ દેશમાં પણ આવશે. અર્થાત્ આ રસીના હિમાયતીઓના બધા દાવાઓ પોકળ સિદ્ધ થશે, અને ફરજિયાત વૅક્સિનેશન નાબૂદ થશે.

૬. આ પ્રવૃત્તિ માટે પ્રજાકીય આરોગ્યમાં રસ લેતા શ્રીમંતોને મળવું, અને જરૂરી સંગઠન અને પ્રચાર માટે તેમની આર્થિક સહાય માગવી.

૭. આપણું એ ધન્ય ભાગ્ય છે કે આ દેશમાં મહાત્મા ગાંધી જેવી વિભૂતિ બળિયાની રસી સામે કટ્ટર વિરોધ ધરાવે છે, અને બળિયાની સારવાર માટે નિસર્ગોપચારની હિમાયત કરે છે. આપણે જે જરૂર છે તે આ દેશામાં પ્રજાની જાગૃતિની તેમજ રસી નાબૂદ કરવાની જાહેર માગણીની.

## બળિયા શી રીતે અટકાવવા

આપણે આગળ જોઈ ગયા કે આ દેશમાં આ રસી ફરજિયાત કરવા છતાં બળિયાનું પ્રમાણ બિલકુલ ઘટાડી શકાયું નથી, એનું કારણ આપણી ગરીબી, અજ્ઞાન અને આળસ એ જ મુખ્યત્વે છે. છતાં ય આજની પરિસ્થિતિમાં પણ ઘણું થઈ શકે તેમ છે, બળિયાની રસી બંધ કરવાથી અને જાહેર સુખાકારી સુધારવાથી આ દેશમાંથી બળિયાનું પ્રમાણ ઘણું જ ઘટાડી શકાશે, બળિયા એ ભિખારીના રોગને નામે (The Beggar's disease)પશ્ચિમના દેશોમાં ઓળખાય છે, અને એના રોગચાળાઓ જયાં વસ્તીનું પ્રમાણ અતિશય ગાઢું હોય અને રહેણીકરણી ગંદી હોય ત્યાં જ વધુમાં વધુ કેર વર્તાવે છે. જયાં આગળ રસ્તા પહોળા બને છે, ઘરો હવા અજવાળાવાળાં તેમ જ ઓછા માણસોના વસવાટવાળાં બને છે, શહેરની ગંદકીનો ઝડપી નિકાલ થાય છે, અને શુદ્ધ અન્નજળ ઉપયોગમાં લેવામાં આવે છે, ત્યાં આ રોગ ક્ષણભર ટકી શકતો નથી.

આખી દુનિયામાં ઇંગ્લેંડનું લીસ્ટર નામનું શહેર અને અમેરિકાનું નાયગરાફૉલ્સ નામનું શહેર એ બે શહેરો એવાં છે કે જ્યાં બળિયાનો કેસ જવલ્લેજ જોવાનો મળે છે. એનું કારણ એ છે કે, એ શહેરોમાં એક પણ બાળકને બળિયાની રસી મૂકવામાં આવતી નથી. તેમ જ તેમનું સેનિટેશન તદ્દન નમૂનેદાર છે.

## રોગ મટાડવા શું કરવું

આ રોગ જ્યારે થાય છે ત્યારે કુદરત શરીરમાંથી કચરો કાઢવાનો પ્રયત્ન કરી રહી હોય છે. તેને જો તેના પ્રયત્નમાં ઉપવાસ અને જલોપચારથી મદદ કરવામાં આવે તો મરણ પ્રમાણ ઘણું જ ઘટી જાય, દરદી કદરૂપો ન બને, અને માંદગી મટી ગયા પછી કચરો નીકળી જવાથી, શરીર ઘણું જ સારૂ થાય. આ રોગમાં જ્યાં શક્ય હોય ત્યાં દૂધના પૅકસ આપવા.

જલોપચાર વિષે જરૂરી બધી માહિતી લેખકના 'નિસર્ગોપચાર અને જલોપચાર' એ નામના બે પુસ્તકોમાંથી મળી રહેશે.



# આરોગ્ય-ભૂવન

નિસર્ગોપચાર પ્રત્યે શ્રદ્ધા ધરાવનારો વર્ગ દિનપ્રતિદિન વધતો જાય છે તેનો પુરાવો શ્રી. એન્જિનીઅર ઉપર થોકબંધ પત્રો આવે છે તે ઉપરથી મળી રહે છે. આ પત્ર–લેખકો જાણીને આનંદ પામશે કે હવે થોડા જ સમયમાં શ્રી. રમણભાઈ અમદાવાદમાં એક આરોગ્ય-ભૂવન શરૂ કરે છે. આને લગતી વિગતો જાણવા માટે 'ઊર્મિ' અને 'નવરચના' જોતા રહેજો.

**'ટપાલદ્વારા સલાહ'**નો વિભાગ સુંદર રીતે ચાલે છે. એને લગતા નિયમો જાણવા ઇચ્છનારે જવાબી ટિકિટ સાથે **'શ્રી. રમણલાલ એન્જિનીયર** પો. બો. નં. ૭૩ **અમદાવાદ'** એ સરનામે લખવું.

# પહેલા વર્ષનાં બાર પુસ્તકો

| | |
|---|---|
| દર્દો, દવાઓ અને દાક્તરો | ૧—૪—૦ |
| અપચાના સહેલા ઉપાયો | ૦—૪—૦ |
| શરદી અને સળેખમ | ૦—૬—૦ |
| વજન શી રીતે વધારવું ? | ૦—૪—૦ |
| કબજિયાત : એનાં કારણો અને નિવારણ | ૦—૪—૦ |
| આંખોનું આરોગ્ય | ૦—૪—૦ |
| નિસર્ગોપચાર : વિચાર અને વ્યવહાર ભા. ૧ | ૧—૦—૦ |
| આદર્શ ખોરાક કોને કહેવો ? | ૦—૪—૦ |
| નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૧ | ૦—૪—૦ |
| પહેલું સુખ | ૦—૪—૦ |
| ખોરાકની પસંદગી | ૦—૪—૦ |
| કસરત, મહેનત અને રમત | ૦—૪—૦ |

પહેલા વર્ષના ગ્રાહક થનારને આખો સેટ ઘેર બેઠાં રૂપિયા ત્રણમાં મળશે.

**ભારતી સાહિત્ય સંઘ**

**અમદાવાદ અને મુંબઈ**

# ભારતી સાહિત્ય સંઘનું સાહિત્ય

- તમને કદાચ વાચન માટે નવરાશ જ નહિ મળતી હોય, પણ તમારા કુટુંબમાં કોઈ ભણેલું હોય અને તે સંસ્કાર પામે એમ તમે ઇચ્છતા હો તો આ 'સંઘ'નું સાહિત્ય તમને મદદગાર થશે.

- તમે સાહિત્યના શોખીન હો કે ન હો તો તેની ચિંતા નથી. જો હશો તો આ અનેકવિધ પ્રકાશનોમાંથી તમે સાહિત્યનો રસાસ્વાદ લઈ શકશો; જો નહિ હો તો આ પ્રકાશનોમાં ભરેલી વિચારસામગ્રી તમને જીવનમાં મિત્રરૂપ થઈ પડશે.

- તમે ઇચ્છતા હો કે તમારા ઘરમાં સંસ્કારનું વાતાવરણ ફેલાય તો ઓછામાં ઓછા ખર્ચમાં આ 'સંઘ'નાં પ્રકાશનો તમારી એ કામના પૂર્ણ કરશે.

- તમે કોઈ પણ પુસ્તકાલય સાથે સંબંધ ધરાવતા હો તો એમના વ્યવસ્થાપકને કે મંત્રીને પૂછજો કે અમારી ગ્રંથાવલિઓ અને માસિક અને પાક્ષિકો એમને ત્યાં આવે છે? ન આવતાં હોય તો શા માટે નથી આવતાં એ જાણજો અને અમને જણાવજો.

- તમે એટલો વિશ્વાસ રાખો કે અમારા તરફથી બાળકો, કિશોરો, જુવાનો, પ્રૌઢો, સ્ત્રીઓ વગેરે તમામ વર્ગને આવરી લેતું જે સાહિત્ય પ્રગટ થાય છે તે સૌની પાછળ એક જ દૃષ્ટિ છે અને તે દૃષ્ટિ ઉત્ક્રાંતિની છે. જેના જીવનમાં આ દૃષ્ટિ નથી તેનું જીવન એક ઢસરડો જ છે એમ માનજો.

**અત્યારે અમારા તરફથી નવ ગ્રંથમાળાઓ, બે પાક્ષિકો અને એક માસિક પ્રગટ થાય છે. એમાંનું એકાદ તો આજે જ તમને ઉપયોગી થઈ પડશે.**

**—વિશેષ માહિતી માટે પરિચયપત્રિકા મંગાવો—**

**ભારતી સાહિત્ય સંઘ : અમદાવાદ અને મુંબઈ**

Vir Vijay P. Press, Ratan pole, Ahmedabad.